સાત સાત અંતર દ્વીપા છે. એવં અઠાવીસ દુ છપન અંતર દ્વીપા જાણવા. તે એક સો એક ક્ષેત્રના સમુર્છિમ મનુષ્ય ચૌદ સ્થાનકમાં ઉપજે છે, તે કહે છે. ઉચ્ચારેસુ વા–તે વડી નીતમાં ઉપજે ૧, પાસવણેસુ વા–તે લઘુ નીતમાં ઉપજે ૨, ખેળેસુ વા–તે બળખામાં ઉપજે ૩, સંઘાણેસુ વા–તે નાકની લીંટમાં ઉપજે ૪, વંતેસુ વા–તે વમનમાં ઉપજે ૫, પીતેસુ વા–તે લીલાં પીળા પીતોડામાં ઉપજે ૬, પુએસુ વા–તે પરૂમાં ઉપજે ૭, સોણીએસુ વા–તે લોહીમાં ઉપજે ૮, સુક્કેસુ વા–તે વીર્યમાં ઉપજે ૯, સુક્ક પોગલપરિસાડીએસુ વા–તે વીર્યાદિકના પુદ્ગલ સુકાણા, તે ફરીથી ભીના થાય તેમાં ઉપજે ૧૦, વિગયજીવકલેવરેસુ વા–તે મનુષ્યના કલેવરમાં ઉપજે ૧૧, ઈત્થીપુરિસસંજોગેસુ વા–તે સ્ત્રી પુરૂષના સંજોગમાં ઉપજે ૧૨, નગરનિધમણેસુ વા–તે નગરની ખાળ પ્રમુખ ગટરમાં ઉપજે ૧૩, સવ્વેસુચેવ અસુઈઠાણેસુ વા–તે સર્વ અશૂચિના સ્થાનકોમાં ઉપજે ૧૪, એવં સર્વ મળીને ત્રણસેં ત્રણ ભેદ મનુષ્યના કહ્યા. હવે દેવતાના એક સો અઠાણું ભેદ કહે છે. તેમાં દસ ભવનપતિ તેના નામ–અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વિદ્યુતકુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશાકુમાર, પવનકુમાર, સ્તનિતકુમાર ૧૦. હવે પંદર પરમાધામીના નામ કહે છે–અંબ, અંબરિસ, સામ, સબળ, રૂદ્ર, વૈરૂદ્ર, કાળ, મહાકાળ, અસિપુત્ર, ધનુષ્ય, કુંભ, વાળુ, વેતરણી, ખરસ્વર, મહાઘોષ

૧૫. હવે સોળ વાણવ્યંતરના નામ કહે છે–પિશાચ, ભૂત, જક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ, ગાંધર્વ, આણપન્ની, પાણપન્ની, ઇસિવાઇ, ભૂઇવાઈ, કંદીય, મહાકંદીય, કોહંડ, પયંગદેવ, એ ૧૬. હવે દસ જંભકાના નામ કહે છે–આણજંભકા, પાણજંભકા, લયણજંભકા, સયણજંભકા, વત્થજંભકા, પુષ્પજંભકા, ફળજંભકા, બીયજંભકા, વિજ્જુજંભકા, અવિયતજંભકા ૧૦. હવે દસ જ્યોતિષીના નામ–ચંદ્રમા, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા, એ પાંચ ચર તે અઢીદ્વીપમાં છે, ને પાંચ સ્થિર તે અઢી દ્વીપ બહાર છે. એવં ૧૦. હવે ત્રણ કિલ્વિષીના નામ કહે છે–ત્રણ પલીયા, ત્રણ સાગરીયા, તેર સાગરીયા. હવે નવ લોકાંતિકના નામ–સારસ્વત, આદિત્ય, વહનિ, વરૂણ, ગર્દતોયા, તોશિયા, અવ્યાબાધ, અગિચ્ચા, રિઠ્ઠા એવં ૯. હવે બાર દેવલોકના નામ–સુધર્મા, ઇશાન, સનતકુમાર, માહેંદ્ર, બ્રહ્મલોક, લંતક, મહાશુક્ર, સહસાર, આણત, પ્રાણત, આરણ, અચ્યુત, એવં ૧૨. હવે નવ ગ્રૈવેયકના નામ કહે છે. ભદ્દે, સુભદ્દે, સુજાએ, સુમાણસે, પ્રીયદંસણે, સુદંસણે, આમોહે, સુપડિબધ્ધે, જસોધરે એવં ૯. હવે પાંચ અનુત્તર વિમાનના નામ. વિજય, વિજયંત, જયંત, અપરાજીત, સર્વાર્થસિદ્ધ, એ ૫. એવં સર્વ મળીને નવાણું જાતના દેવતા. તેના અપ્રજાતા ને પ્રજાપ્તા, એવં નવાણું દુ એકશો અઠાણું ભેદ દેવતાના જાણવા. ચારે ગતિના સર્વ મળીને ત્રેસઠ ભેદ જીવના જાણવા. ઇતિ.

બીજો અજીવતત્ત્વ કહે છે. હવે પ્રથમ અજીવતત્ત્વના ચૌદ ભેદ કહે છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય. એ ત્રણ દ્રવ્યના એક એક દ્રવ્યના ત્રણ ત્રણ ભેદ થાય છે, તે કહે છે. ધર્માસ્તિકાયનો સ્કંધ ૧, દેશ ૨, પ્રદેશ ૩, અધર્માસ્તિકાયનો સ્કંધ ૪, દેશ ૫, પ્રદેશ ૬, આકાશાસ્તિકાયનો સ્કંધ ૭, દેશ ૮, પ્રદેશ ૯, ને અદ્ધા સમયકાળ ૧૦ એ દશ ભેદ અરૂપી અજીવના કહ્યા. હવે પુદ્દગલાસ્તિકાયના ચાર ભેદ, પુદ્દગલાસ્તિકાયનો સ્કંધ ૧, દેશ ૨, પ્રદેશ ૩, પરમાણુ પુદ્દગલ ૪, એ ચાર ભેદ રૂપી અજીવના કહ્યાં. એવં કુલ ચૌદ ભેદ જાણવા. હવે વ્યવહાર વિસ્તારનયે કરી ૫૬૦ ભેદ અજીવતત્ત્વના કહે છે. તેમાં પ્રથમ ત્રીશ ભેદ અરૂપિ અજીવના કહે છે. ધર્માસ્તિકાય દ્રવ્ય થકી એક, ક્ષેત્ર થકી લોક પ્રમાણે, કાળ થકી અનાદિ અનંત, ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ ૪, ગુણ થકી ચલણ સહાય ૫, અધર્માસ્તિકાય દ્રવ્યથકી એક ૬, ક્ષેત્રથકી લોક પ્રમાણે ૭, કાળથકી આદિ અંત રહિત ૮, ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ ૯, ગુણથકી સ્થીર સહાય ૧૦, આકાશાસ્તિકાય દ્રવ્ય થકી એક ૧૧, ક્ષેત્રથકી લોકાલોક પ્રમાણે ૧૨, કાળથકી અનાદિ અનંત ૧૩, ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ ૧૪, ગુણ થકી અવગાહનાદાન તે વસ્તુનો સમાવવો ૧૫, હવે કાળ

દ્રવ્યથકી અનેક ૧૬, ક્ષેત્ર થકી અઢીદ્વીપ પ્રમાણે ૧૭, કાળ થકી અનાદિ અનંત ૧૮, ભાવથકી અવર્ણે અગંધે અરસે, અફાસે, અમૂર્તિ ૧૯, ગુણ થકી વર્તના લક્ષણ તે જીવઅજીવ ઉપર વર્તે છે ૨૦, આ વીશ ને પૂર્વે દસ કહ્યા તે મળી ત્રીસ ભેદ અરૂપિ અજીવના જાણવા. હવે ૫૩૦ ભેદ રૂપી અજી-વના કહે છે. તેમાં પ્રથમ વર્ણ પાંચ—કાળો ૧, લીલો ૨, રાતો ૩, પીળો ૪, ધોળો ૫, એક એક વર્ણમાંહે વીશ વીશ ભેદ લાભે તે કહે છે. બે ગંધ—પાંચ રસ, પાંચ સંઠાણ, આઠ ફરસ, એવં વીશ તે પાંચેના વીશ પંચાને સો થયા હવે ગંધ બે સુરભિગંધ નેદુર્ભિગંધ એક એક ગંધમાંહે ત્રેવીસ ત્રેવીસ ભેદ લાભે તે કહે છે. પાચ વર્ણ, પાંચ રસ, પાંચ સંઠાણ, આઠ ફરસ, એવં તેવીશ દુ છેંતાલીશ ભેદ બે ગંધના જાણવા. હવે પાંચ રસ—તીખો, કડવો, કસાયલો, ખાટો, મીઠો, ૫. એક એક રસમાં વીશ વીશ ભેદ લાભે તે કહે છે. પાંચ વર્ણ, બે ગંધ, પાંચ સંઠાણ, આઠ ફરસ, એવં વીશ. તે પાંચના વીશ પંચા સો ભેદ રસના જાણવા. હવે પાંચ સંઠાણ કહે છે. પરિમંડળ સંઠાણ ૧, વટસંઠાણ, ૨, ત્ર્યંશ સંઠાણ ૩, ચઉરંશ સંઠાણ ૪, આયાત સંઠાણ ૫, એક એક સંઠાણમાં વીશ વીશ ભેદ લાભે તે કહે છે. પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ, ફરસ, એવં વીશપંચા સો ભેદ સંઠાણના જાણવા.

હવે આઠ ફરસ કહે છે. ખરખરો ૧, સુવાળો (લીસો) ૨, ભારે ૩, હળવો ૪, ટાઢો ૫, ઉનો ૬, ચોપડયો ૭,

લુખો ૮, એક એક ફરસમાં તેવીશ તેવીશ ભેદ લાભે તે કહેછે. પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, પાંચ સંઠાણ, છ ફરસ, એવં તેવીશ ભેદ લાભે. ખરખરામાં ખરખરો ને સુંવાળો બે વર્જવા. સુંવાળામાં સુંવાળો ને ખરખરો બે વર્જવા. ભારેમાં હલકો ને ભારે વર્જવો. હલકામાં ભારે ને હલકો વર્જવો. ટાઢામાં ટાઢો ને ઉનો વર્જવો, ઉનામાં પણ એ બે વર્જવા. લુખામાં લુખો ને ચોપડયો એ બે વર્જવા. ચોપડયામાં પણ એ બે વર્જવા. એમ બબે ફરસ વર્જવા. એમ એક ફરસના તેવીસ ભેદ પ્રમાણે આઠ ફરસના એકસો ચોરાસી ભેદ જાણવા. પૂર્વે કહ્યા તે ત્રીસ ભેદ અરૂપી અજીવના, સો પાંચ વર્ણના, છેંતાળીશ બે ગંધના, સો પાંચ રસના, સો પાંચ સંઠાણના, એકસો ચોરાસી આઠ ફરસના, કુલ મળીને ૫૬૦ ભેદ અજીવતત્ત્વના જાણવા. ઇતિ અજીવતત્ત્વ સમાપ્ત.

હવે ત્રીજો પુણ્યતત્ત્વ કહે છે. હવે તેમાં નવ પ્રકારે પુણ્ય ઉપરાજે તે કહે છે. અન્ન પુન્ને–તે અન્ન આપવાથી ૧, પાણપુન્ને–તે પાણી વિગેરે આપવાથી ૨, લયણ પુન્ને–તે સાધુ મુનિરાજ આદેને જગ્યા દેવાથી ૩, સયણપુન્ને–તે શય્યા પાટ પ્રમુખ દેવાથી ૪, વત્થપુન્ને–તે વસ્ત્ર આપવાથી ૫, મનપુન્ને ૬, વચનપુન્ને ૭, કાયપુન્ને ૮, નમસ્કારપુન્ને ૯, તેના શુભ ફળ બેંતાળીસ ભેદે ભોગવે તે કહે છે. શાતાવેદની તે જેને ઉદયે જીવ શાતા પામે ૧, ઉંચ ગોત્ર તે ઉંચા કુળમ ઉપજે ૨, મનુષ્યગતિ ૩, મનુષ્યાનુ-

પૂર્વિ ૪, દેવગતિ ૫, દેવાનુપૂર્વિ ૬, પંચેંદ્રિય જાતિ કે જેના ઉદયે પંચેંદ્રિયપણું પામે ૭, પાંચ શરીર તે કહે છે. ઉદારિક શરીર ૮, વૈક્રેય શરીર ૯, આહારક શરીર ૧૦, તેજસ શરીર ૧૧, કાર્મણ શરીર ૧૨, ઉદારિકના અંગ ઉપાંગ, ૧૩, વૈક્રેયના અંગઉપાંગ ૧૪, આહારકના અંગ ઉપાંગ ૧૫, તેજસ, કાર્મણને અંગ ઉપાંગ નથી. વજ્રઋષભનારાચ સંઘયણ તેનો અર્થ કહે છે. વજ્ર તે ખીલી, ઋષભ તે પાટો, નારાચ તે બે પાસાના મર્કટબંધ, પ્રથમ મર્કટબંધ, તે ઉપર પાટો, તે ઉપર ખીલી એવો હાડનો સમુદાય હોય તેને વજ્રઋષભનારાચસંઘયણ કહીએ ૧૬, સમ ચઉરંશ સંઠાણ ૧૭, શુભ વર્ણ તે ધોળો, પીળો પ્રમુખ ૧૮, શુભ ગંધ તે સુરભિ ગંધ ૧૯, શુભ રસ ૨૦, શુભ સ્પર્શ ૨૧, અગુરૂ લઘુ નામ તે આકડાના કપાસની માફક શરીર હળવું નહિ તેમ લોઢાના ગોળાની માફક ભારે પણ નહિ ૨૨, પરાઘાત નામ તે જેના ઉદયથી બળીયાને જીતે ૨૩, ઉશ્વાસ નામ તે શ્વાસોશ્વાસ સુખે લે ને મુકે તે ૨૪, આતાપ નામ તે સૂર્યની માફક તેજ લાગે તે ૨૫, ઉદ્યોત નામ તે ચંદ્રમાની માફક પ્રકાશવંત થવું તે ૨૬, શુભ ચાલવાની ગતિ ૨૭, નિર્માણ નામ તે અંગના અવયવને ઠેકાણે બેસાડવું તે ૨૮, ત્રસ નામ ૨૯, બાદર નામ ૩૦, પ્રજાપ્તા-નામ ૩૧ પ્રત્યેક નામ ૩૨, સ્થિર નામ ૩૩, શુભ નામ ૩૪, સૌભાગ્ય નામ ૩૫, સુસ્વર નામ ૩૬, આદેય નામ ૩૭, જશોકીર્તિ

નામ ૩૮, દેવતાનું આઉખું ૩૯, મનુષ્યનું આઉખું ૪૦, તિર્યંચનું આઉખું જુગલવત્ ૪૧, તીર્થંકર નામ કર્મ ૪૨, એવં બેંતાળીશ ભેદ પુણ્યતત્ત્વના જાણવા. પુણ્ય તે આત્માને પવિત્ર કરે. ધર્મની સહાય દે. ચૌદમાં ગુણઠાણા સુધી પુણ્ય છે. તે વેળાવા રૂપ જાણવો. પુણ્યથી મળેલ શુભ ભોગ તથા પાંચ ઇંદ્રિયોનો વિષય, તેમાં તલ્લીન થઇ રાચવું નહિ; પણ તે ભોગ છાંડવા યોગ્ય છે. ઇતિ પુણ્યતત્ત્વ ૩.

હવે ચોથો **પાપતત્ત્વ** કહે છે. અઢાર પ્રકારે પાપ ઉપરાજે. પ્રાણાતિપાત–જીવની હિંસા કરવાથી ૧, મૃષાવાદ જુઠું બોલવું તે ૨, અદત્તાદાન–ચોરી કરવી તે ૩, મૈથુન–સ્ત્રી સેવવી તે ૪, પરિગ્રહ–તે પૈસો વગેરે એકઠો કરી રાખવો તે ૫, ક્રોધ ૬, માન ૭, માયા–કપટ કરવું તે ૮, લોભ ૯, રાગ ૧૦, દ્વેષ ૧૧, કલહ ૧૨, અભ્યાખ્યાન–આળ ચડાવવું તે ૧૩, પૈશૂન્ય–ચાડી ખાવી તે ૧૪, પરપરિવાદ અવરણાવાદ બોલવા તે ૧૫, અરઇરઈ–ધર્મમાં અરતિ ને પાપમાં રતિ તે ૧૬, માયામોસો–કપટ સહિત જુઠું બોલવું તે ૧૭, મિચ્છાદંસણસલ્લ–ખોટું દેખવું, સરધવું તે શલ્ય ૧૮, એ અઢાર સ્થાનકે પાપ ઉપરાજે તેનાં અશુભ ફળ બ્યાસી પ્રકારે ભોગવે તે કહે છે. મતિ જ્ઞાનાવરણીય ૧, શ્રુત જ્ઞાનાવરણીય ૨, અવધિ જ્ઞાનાવરણિય ૩, મનઃપર્યવ જ્ઞાનાવરણીય ૪, કેવળ જ્ઞાનાવરણીય ૫, એ પાંચને ઢાંકનાર તે જ્ઞાનાવરણી કહેવાય, દાનાંતરાય ૬, લાભાંતરાય

૭, ભોગાંતરાય ૮, ઉપભોગાંતરાય ૯, વીર્યાંતરાય ૧૦, નિદ્રા ૧૧, નિદ્રા નિદ્રા ૧૨, પ્રચલા ૧૩, પ્રચલા પ્રચલા ૧૪, થિણુદ્ધી નિદ્રા ૧૫, ચક્ષુ દર્શનાવરણીય ૧૬, અચક્ષુ દર્શનાવરણીય ૧૭, અવધિ દર્શનાવરણીય ૧૮, કેવળ દર્શનાવરણીય ૧૯, નીચ ગોત્ર ૨૦, અસાતાવેદનીય ૨૧, મિથ્યાત્વમોહનીય ૨૨, સ્થાવરપણું ૨૩, સૂક્ષ્મપણું ૨૪, અપ્રજાપ્તાપણું ૨૫, સાધારણપણું ૨૬, અસ્થિર નામ ૨૭, અશુભ નામ ૨૮, દુર્ભાગ્ય નામ ૨૯, દુસ્વર નામ ૩૦, અનાદેય નામ ૩૧, અજશો કીર્ત્તિ નામ ૩૨, નરકની ગતિ ૩૩, નરકનું આઉખું ૩૪, નરકાનુપૂર્વી ૩૫, અનંતાનુબંધિ ( જેના બંધનો છેડો ન આવે તે ) ૩૬, માન ૩૭, માયા ૩૮, લોભ ૩૯, અપ્રત્યાખ્યાની ક્રોધ ૪૦, માન ૪૧, માયા ૪૨, લોભ ૪૩, પચ્ચખાણુવરણીય ક્રોધ ૪૪, માન ૪૫, માયા ૪૬, લોભ ૪૭, સંજ્વલનનો ક્રોધ ૪૮, માન, ૪૯, માયા ૫૦, લોભ ૫૧, હાસ્ય ૫૨, રતિ ૫૩, અરતિ ૫૪, ભય ૫૫, શોક ૫૬, દુગંચ્છા ૫૭, સ્રીવેદ ૫૮, પુરૂષવેદ ૫૯, નપુંસકવેદ ૬૦, તિર્યંચની ગતિ ૬૧, તિર્યંચાનુપૂર્વી ૬૨, એકેંદ્રિયપણું ૬૩, બેઇંદ્રિયપણું ૬૪, તેઇંદ્રિયપણું ૬૫, ચઉરિંદ્રિયપણું ૬૬, અશુભ ચાલવાની ગતિ ૬૭, ઉપઘાત નામ ૬૮, અશુભ વર્ણ ૬૯, અશુભ ગંધ ૭૦, અશુભ રસ ૭૧, અશુભ સ્પર્શ ૭૨, ઋષભનારાચ-સંઘયણુ–તે બે પાસે મર્કટબંધ હોય ૭૩, નારાચ–તે

મર્કટબંધ એકલો હોય ૭૪, અર્ધ નારાચ–તે એક પાસે મર્કટબંધ ૭૫, કીલકૂસંઘયણ–તે હાડ માંહોમાંહે એક ખીલીનો બંધ ૭૬, છેવટું સંઘયણ–તે ખીલી રહિત હોય ૭૭, નિગોહપરિમંડળ સંઠાણ ૭૮, સાદિ સંઠાણ ૭૯, વામન સંઠાણ ૮૦, કુબ્જ સંઠાણ ૮૧, હુંડ સંઠાણ ૮૨, એ બ્યાસી ભેદ પાપતત્ત્વના જાણવા. પાપે કરી આત્મા મેલો થાય તેથી ઘણા અશુભ કર્મ બંધાય, ઘણાંજ દુઃખ ભોગવતો ચાર ગતિમાં ગોથા ખાય. ઈતિ પાપતત્ત્વ સમાપ્ત ॥ ૪ ॥

હવે પાંચમો **આશ્રવતત્વ** કહે છે–તેના સામાન્ય પ્રકારે વીશ ભેદ કહે છે. મિથ્યાત્વ તે આશ્રવ ૧, અવ્રત તે આશ્રવ ૨, પ્રમાદ તે આશ્રવ ૩, કષાય તે આશ્રવ ૪, અશુભ જોગ તે આશ્રવ ૫, પ્રાણાતિપાત તે આશ્રવ ૬, મૃષાવાદ તે આશ્રવ ૭, અદત્તાદાન તે આશ્રવ ૮, મૈથુન તે આશ્રવ ૯, પરિગ્રહ તે આશ્રવ ૧૦, શ્રોતેંદ્રિય અસંવરે તે આશ્રવ ૧૧, ચક્ષુઇંદ્રિય અસંવરે તે આશ્રવ ૧૨, ઘ્રાણેંદ્રિય અસંવરે તે આશ્રવ ૧૩, રસેંદ્રિય અસંવરે તે આશ્રવ ૧૪, સ્પર્શેંદ્રિય અસંવરે તે આશ્રવ ૧૫, મન અસંવરે તે આશ્રવ ૧૬, વચન અસંવરે તે આશ્રવ ૧૭, કાયા અસંવરે તે આશ્રવ ૧૮, ભંડ ઉપગરણ અજનતાએ લે મુકે તે આશ્રવ ૧૯, શુચિ કુસગ કરે તે આશ્રવ ૨૦, સુચી એટલે સોય ને કુસગ એટલે ડાભડાની અણી તે હાંસી નિમત્તે દ્વેષે કરીને બીજાને અડાડે તે આશ્રવ. એ વીશ ભેદ આશ્રવના

સામાન્ય પ્રકારે કહ્યા. હવે વિશેષે બેંતાલીસ ભેદ કહે છે. પાંચ આશ્રવ, પાંચ ઈંદ્રિય, ચાર કષાય, ત્રણ અશુભ જોગ એવં સત્તર, હવે પચીસ ક્રિયા કહે છે. કાઈયાએ તે કાયાને અજતનાએ પ્રવર્તાવતાં જે ક્રિયા લાગે તે ૧, અહિગરણિયા–ખડ્ગાદિક અધિકરણે જીવ હણાય તે ૨, પાઉસિઆ–જીવ અજીવ ઉપર દ્વેષની ચિંતવના કરવી તે ૩, પારિતાવણિયા–પોતાને તથા પરને પરિતાપ ઉપજાવવો તે ૪, પાણાઈ-વાય–એકેંદ્રિય આદિ જીવને હણવું, હણાવવું તે ૫, આરં-ભિયા–કૃષિ પ્રમુખ આરંભ કરતા લાગે તે ૬, પરિગાહિયા–ધન, ધાન્યાદિક નવવિધ પરિગ્રહ મેળવતાં તથા તેના ઉપર મુર્છા ધરતાં લાગે તે ૭, માયાવત્તીયા–માયાએ પરને ઠગતા લાગે તે ૮, અપચ્ચખાણ વત્તિયા—પચ્ચખાણ કીધા વગર, અવ્રતિ રહ્યા થકાં સર્વ વસ્તુની ક્રિયા લાગે તે ૯, મિચ્છાદંસણવત્તિયા–જીન વચન અણસદ્દહતો વિપરિત પરૂ-પણા કરતા લાગે તે ૧૦, દિઠ્ઠિયા–કૌતુક વસે હર કોઈ જોણું જોતાં લાગે તે દૃષ્ટિની ક્રિયા ૧૧, પુઠિયા–પુરૂષ, સ્ત્રી, ગાય, બળદ, વસ્ત્ર પ્રમુખ સુકુમાળ વસ્તુનો સ્પર્શ કરતાં લાગે તે ૧૨, પાડુચ્ચિયા–બીજાને ઘેર હાથી, ઘોડા, આભ-રણ વસ્ત્ર પ્રમુખ દેખી દ્વેષ ધરે જે એ વસ્તુ એની પાસે કેમ એમ ચિંતવતા લાગે તે ૧૩, સામંતોવણીયા–પોતાને ઘેર ઘોડા પ્રમુખ જોવા લોક આવે તે વખાણે ત્યારે ખુશી થાય અથવા દહીં, દુધ, ઘી, તેલ પ્રમુખના ઠામ ઉઘાડા રાખે

તેમાં જીવ મરતાં લાગે તે ૧૪, નેસત્થિયા—રાજાનો અધિકારી થકો વાવ, કુવા ખોદાવતાં ને હથીયાર ઘડાવતાં લાગે તે ૧૫, સાહથિયા—પોતાને હાથે જીવ વિણાસે તથા ચિત્રા કુતરા પાસે જીવ હણાવતાં લાગે તે ૧૬, આણુવણિયા—આજ્ઞા દિધે ક્રિયા બેસે તે ૧૭, વિદારણિયા—જીવ અજીવ વિદારણ કરતાં લાગે તે ૧૮, અણાભોગી—કામ વગર વસ્તુને લેવો તથા મુકવો તથા હિડતાં, બેસતાં લાગે તે ૧૯, અણુ-વકંખવતિયા—આ લોક તથા પરલોક વિરૂદ્ધ કામ આચરતાં લાગે તે ૨૦, અનાપઉગી—આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, ચિંતવે કર્મ બાંધે તે ૨૧, સામુદાણી—ઘણાં મળી એવું મોટું પાપ કરે કે જેથી આઠ કર્મનો બંધ એકઠો બાંધે તે ૨૨, પેજવતિયા—પ્રેમના વચન એવાં બોલે કે જેથી અ-ધિકો રાગ વધે તે ૨૩, દોસવતિયા—અહંકારી થઈ ગર્વના વચન બોલે જેથી આગલાને દ્વેષ ઉપજે તે ૨૪, ઇરિયા-વહિયાક્રિયા—કષાય રહિત કેવળ કાયજોગ પ્રવર્તાવતે લાગે તે ઇરિયાવહિયા કહેતાં પંથનીક્રિયા તે અપ્રમત સાધુને તથા કેવળીને પણ હોય ૨૫, એવં પચીસ ને સત્તર પૂર્વે કહ્યા તે કુલ બેંતાલીસ ભેદ જાણવા. આશ્રવ તે જીવને કર્મ ચાલ્યા આવે તે કેવી રીતે ? જેમ ફુટેલ નાવામાં પાણી આવે ને પાણીરૂપ પ્રવાહથી વહાણ ભરાઇને ભારે થાય તેમ કર્મરૂપ પ્રવાહથી જીવ ભારેકર્મી થઇ ચાર ગતિમાં રખડે. ઇતિ આશ્રવ તત્વ સમાપ્ત ॥ ૫ ॥

હવે છઠો સંવર તત્વના સામાન્ય પ્રકારે વીશ ભેદ કહે છે. સમકિત તે સંવર ૧, વ્રત પચ્ચખાણુ તે સંવર ૨, અપ્રમાદ તે સંવર ૩, અકષાય તે સંવર ૪, શુભજોગ તે સંવર ૫, જીવ દયા પાળવી તે સંવર ૬, સત્યવચન બોલવું તે સંવર ૭, દત્તવ્રત ગ્રહણ કરવું તે સંવર ૮, શીયળ પાળવું તે સંવર ૯, અપરિગ્રહ તે સંવર ૧૦, ઇંદ્રિય પાંચ ને જોગ ત્રણ એ આઠનું સંવરવું તે સંવર એવં અઢાર, ભંડ ઉપગરણ જતનાએ લે મુકે તે સંવર ૧૯, શુચિકુસગ્ગ ન કરે તે સંવર ૨૦, એ વીશ ભેદ જાણવા.

હવે વિશેષે સત્તાવન ભેદે સંવર કહે છે. ઇરિયાસમિતિ તે ઉપયોગ સહિત જનતાએ ચાલવું ૧, ભાષાસમિતિ—તે નિર્દોષ ભાષા બોલવી ૨, એસણા સમિતિ નિર્દોષ આહાર, પાણી, વસ્ત્ર, પાત્રની ગવેષણા કરવી તે ૩, આયાણભંડમત્ત નિખેવણા સમિતિ—જતનાએ પુંજી વસ્તુ લેવી મુકવી તે ૪, ઉચ્ચારપાસવણખેલજલ સંઘાણ પારિઠાવણીયા સમિતિ—વડિનીત, લઘુનીત, બળખો, મેલ પ્રમુખ જતનાએ પુંજીને પરઠવવા તે ૫, એ પાંચ સમિતિ માઠે ધ્યાને કરી ઉપજેલ કલ્પનાજાળને ટાળવી. ધર્મધ્યાને કરી મધ્યસ્થ પરિણામ કરવો. સર્વથા મનને રોકવો. તેરમા ગુણઠાણાને અંતે લાવવો. એ ત્રણ પ્રકારે મન ગોપવવું તે મનગુપ્તિ ૧, હાથ પ્રમુખની સંજ્ઞા ન કરે એવો મોનપણો, યાચના પ્રમુખ કાર્યે પણ મુખે જતના રાખી બોલે તથા સર્વથા વચનરોધ જતનાએ

બોલવું તે વચનગુપ્તિ ૨, પરિસ્સહ ઉપજે તોપણ કાયા સ્થિર રાખવી અથવા યોગ નિરૂદ્ધવસ્થાએ સર્વથા શરીર ચેષ્ટા તજવી. આસન શયન પ્રમુખને વિષે સૂત્રોક્ત વિધિએ ચેષ્ટાનો નિયમ તે કાયગુપ્તિ, એ ત્રણ ગુપ્તિ ને પાંચ સમિતિ એ આઠ પ્રવચન આદરવાજોગ છે.

હવે બાવીશ પરિસ્સહ કહે છે. ભુખ લાગે તે ખમે ને આહારની ઇચ્છા ન કરે તે ક્ષુધા પરિસ્સહ ૧, તરશ ખમે તે તૃષાનો પરિસ્સહ ૨, ટાઢ સહન કરે તે ટાઢનો પરિસ્સહ ૩, તાપ ખમે તે તાપનો પરિસ્સહ ૪, ડાંસ મચ્છર જું પ્રમુખ ચટકા ભરે ને ખમે તે ડંસ પરિસ્સહ ૫, વસ્ત્રને અભાવે મેલાં ફાટયાં વસ્ત્ર ધરતે છતે દીનપણું ન કરે અથવા વસ્ત્રનું પ્રમાણ તે અચેલનો પરિસ્સહ ૬, સંજમને વિષે ખેદ તે અરતિનો પરિસ્સહ ૭, રૂપવંત સ્ત્રી દેખીને ક્ષોભ પામે નહિ તે સ્ત્રીનો પરિસ્સહ ૮, વિહાર કરતાં ખેદ પામે નહિ તે ચરિઆનો પરિસ્સહ ૯, શ્મશાનમાં તથા જૂના ઘરમાં રહેતાં ખેદ ન પામે તે બેસવાનો પરિસ્સહ ૧૦, સુતાની જગ્યા ખરાબ હોય તો પણ ખેદ પામે નહિ તે સેજ્જા પરિસ્સહ ૧૧, કોઇ તિરસ્કારના વચન કહે તો પણ રીસ ન કરે તે આક્રોશ વચનનો પરિસ્સહ ૧૨, કોઇ પ્રહાર કરે તેના ઉપર દ્વેષ ન કરે તે વધનો પરિસ્સહ ૧૩, કોઇ ગૃહસ્થ પાસે યાચના કરતાં ન આપે અથવા આપતાં સંકોચ કરે તો પણ પોતે ગૃહસ્થપણું ન વાંચ્છે તે યાચનાનો

ચરિસ્સહ ૧૪, ગોચરી ગયાથકા શુદ્ધ આહાર વસ્ત્રાદિક ન પામે તે અલાભને પરિસ્સહ ૧૫, રોગાદિક વેદનાએ પીડતા દીનપણું ન કરે ને ચિકિત્સા પણ ન કરે તે રોગને પરિસ્સહ ૧૬, સંથારામાં દાભ પ્રમુખના તરણા લાગતા અસમાધિ ન કરે તે તૃણ સ્પર્શને પરિસ્સહ ૧૭, મેલ ઉપજે ને સ્નાનાદિક ન વાંછે તે મેલને પરિસ્સહ ૧૮, કોઈ વાંદે પૂજે તો અહંકાર ન આણે ને કોઇ ન વાંદે તો દીલગીર ન થાય તે સત્કાર પુરસ્કારને પરિસ્સહ ૧૯, ઘણી બુદ્ધિ છતાં ગર્વ ન કરે, વિનય ન ચૂકે તે પ્રજ્ઞાને પરિસ્સહ ૨૦, ભણતર ન આવડે તોય ભણવું ન મૂકે ને ઘણું આવડે તો છળ છળિઓ ન થાય તે અજ્ઞાનને પરિસ્સહ ૨૧, જીનમતના સૂક્ષ્મ વિચાર સાંભળી સંદેહ આણે અને પરદર્શનિની ઉન્નતિ તથા કષ્ટાદિક ક્રિયા દેખી મૂઢ દૃષ્ટિ ન થાય તે દંશણને પરિસ્સહ ૨૨, એ બાવીસ પરિસ્સહ ને પૂર્વે આઠ કહ્યા તે એવં ત્રીશ. દશ પ્રકારે યતિ ધર્મ તે કહે છે. ખંતિ–ક્ષમા ધર્મ તે ક્રોધને અભાવ ૧, મુત્તિ–મુક્તિધર્મ તે નિર્લોભતા ૨, અજ્જવે–આર્યધર્મ તે માયાનો ત્યાગ ૩, મદ્દવે–માર્દવધર્મ તે માનને ત્યાગ ૪, લાઘવે–હળવાપણું તે અલ્પ ઉપગરણ ૫, સચ્ચે–સત્યધર્મ તે સાચું બોલવું ૬, સંજમે–સંજમ ધર્મ તે સત્તરે ભેદે સંજમ પાળવો ૭, તવે–તપધર્મ તે ઇચ્છાનિરોધ ૮, ચિયાએ–ચોરીને ત્યાગ કરવો તે ૯, બંભચેરવાસે–બ્રહ્મચર્ય ધર્મ તે મૈથુનને ત્યાગ ૧૦,

એ દસ પ્રકારે યતિધર્મ આરાધવો. એ દસ ને આગળ ત્રીશ મળી કુલ ચાલીસ ભેદ થયા. બાર ભાવના ભાવવી તે કહે છે. લક્ષ્મી, કુટુંબ પરિવાર, યોવન, આઉખું એ અનિત્ય છે એમ ભાવવું તે **અનિત્ય ભાવના** ૧, ધન કુટુંબાદિક મરણ કોઈને શરણભૂત નથી એમ ભાવવું તે **અશરણ ભાવના** ૨, સંસારના સર્વે ભાવ આ જીવે અનુભવ્યા એમ ભાવવું તે **સંસાર ભાવના** ૩, જીવ એકલો આવ્યો, એકલો જાશે, સુખ દુઃખ એકલો ભોગવશે પણ કોઇ સખાઈ થશે નહિ એમ ભાવવું તે **એકત્વ ભાવના** ૪, આત્મા જ્ઞાન સ્વરૂપી અને શરીરાદિક જડરૂપ છે માટે આત્મા શરીરથી જુદો છે એમ ભાવવું તે **અન્યતત્વ ભાવના** ૫, કાયા જે લોહી, રસ, માંસ પ્રમુખ અશુચિથી ભરેલી છે ને તેમાં નવ દ્વાર વહેતાં રહેલાં છે, તે કાયા કદી પણ પવિત્ર છે નહીં એમ ભાવવું તે **અશુચિ ભાવના** ૬, મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય એણે કરી અશુભ કર્મ બંધાય છે, એમ ભાવવું તે **આશ્રવ ભાવના** ૭, મિથ્યાત્વાદિક આશ્રવનું સંવરવું તે **સંવર ભાવના** ૮, બારે ભેદે તપશ્ચર્યાએ કરી કર્મનું ઝરવું તે **નિર્જરા ભાવના** ૯, લોકનું સ્વરૂપ ચિંતવવું તથા તેમાં આપણો જીવ સર્વ ઠેકાણે અનંતિવાર ઉપન્યો એમ ભાવવું તે **લોક ભાવના** ૧૦, સમકિત પામવું દુર્લભ છે એમ ભાવવું તે **બોધ ભાવના** ૧૧, ધર્મ પમાડનાર અને સંસારથી છોડાવનાર અરિહંત તથા સાધુ

છે એમ ભાવવું તે **ધર્મ ભાવના** ૧૨, એવં બાર ને પૂર્વે ચાલીસ કહ્યા તે કુલ બાવન ભેદ થયા. હવે પાંચ ચારિત્ર કહે છે. આત્માને સમભાવે રાખવો જ્ઞાન, દર્શન, ચારિત્રનો લાભ તે **સામાયિક ચારિત્ર** ૧, ફરીને ઉપસ્થાન કરવું, ફરી બીજી દીક્ષા દેવી તે **છેદોપસ્થાપનિય ચારિત્ર** ૨, ગચ્છથી બહાર નવ જણા નિકળીને તપ કરે તે **પરિહારવિશુદ્ધ ચારિત્ર** તેની વિધિ સૂત્રથી જાણવી ૩, થોડુંક કષાય રહેલ એવો ચારિત્ર તે **સૂક્ષ્મસંપરાય ચારિત્ર** ૪, જેવું સૂત્રમાં કહ્યું છે તેવું પાળવું તે **જથાખ્યાત ચારિત્ર** ૫, એ પાંચ ને પૂર્વે કહ્યા તે બાવન એમ કુલ સત્તાવન ભેદ સંવર તત્ત્વના જાણવા ૬.

હવે સાતમો **નિર્જરા તત્ત્વ** કહે છે. હવે નિર્જરા તત્ત્વના છ બાહ્ય ને છ અભ્યંતર એવા બાર ભેદ છે. છ બાહ્ય કહે છે. **અણુસણુ** તે આહારનો ત્યાગ તેના બે ભેદ છે. એક નોકારસીથી માંડી છમાસી તપ સુધી ને બીજો જાવજીવ લગણુ. તેના ઘણા પ્રકાર છે ૧, **ઉણોદરી** તપ તે ઓછો પેટ રાખવો તેના બે ભેદ છે. દ્રવ્ય ઉણોદરી તે પાણી તથા ઉપગરણુ અલ્પ રાખવા ને બીજો ભાવ ઉણોદરી તે ક્રોધાદિક ઓછા કરવા ૨, **વૃત્તિસંક્ષેપ તપ** તે ચાર ભેદે અભિગ્રહ ધારવા. દ્રવ્યથી ૧, ક્ષેત્રથી ૨, કાળથી ૩, ભાવથી ૪, **રસ પરિત્યાગ** તે નીવી, આયંબીલ કરવો તથા છવીશ વિગયમાંથી હરકોઈ વિગયનો ત્યાગ કરવો તે ૪, **કાય-**

**કુલેશ તપ** તે લોચ કરાવતા આતાપના લેવી, કાઉસગ્ગ કરવો વિગેરે ૫, **પડિસંલિનતા તપ** તે ચારે ભેદે ઇંદ્રિય, કષાય, યોગ એ ત્રણનું રોધવું ને ચોથું એકાંત વસ્તિએ રહેવું તે ૬, હવે અભ્યંતર તપના છ ભેદ કહે છે.

**પ્રાયશ્ચિત્ત ૧, વિનય ૨, વૈયાવચ્ચ ૩, સજ્ઝાય ૪, ધ્યાન ૫, કાયોત્સર્ગ તપ** તે એક ધ્યાને કાઉસગ્ગ કરવો ઇત્યાદિ ૬, એ છ ભેદ અભ્યંતરના. કુલ બાર ભેદ થયા. એ બાર ભેદે તપશ્ચર્યા કરતા નિર્જરા થાય. ઇતિ નિર્જરા તત્વ સમાપ્ત ૭.

હવે આઠમો **બંધતત્વ** કહે છે. બંધતત્ત્વના ચાર ભેદ. પ્રકૃતિબંધ ૧, સ્થિતીબંધ ૨, અનુભાગબંધ ૩, પ્રદેશબંધ ૪. પ્રકૃતિબંધ તે કર્મનો સ્વભાવ તથા પરિણામ તે આઠ પ્રકારે કહે છે. જ્ઞાનાવરણીય કર્મ તેણે અનંતો જ્ઞાનગુણ રોકયો છે ૧, દર્શાનાવરણીય કર્મ તેણે અનંત દર્શન ગુણ રોકયો છે ૨, વેદનીય કર્મ તેણે અનંત આત્મિક સુખ ગુણ રોકયો છે. ૩, મોહનીય કર્મ તેણે ક્ષાયક સમકિત તથા જથાખ્યાત ચારિત્ર ગુણ રોકયો છે ૪, આયુષ્ય કર્મ તેણે અક્ષયસ્થિતિ ગુણ રોકયો છે ૫, નામ કર્મ તેણે અમૂર્તિ ગુણ રોકયો છે ૬, ગોત્રકર્મ તેણે અગુરૂ લઘુ ગુણ રોકયો છે ૭, અંતરાય કર્મ તેણે અનંત આત્મિક શકિત ગુણ રોકયો છે ૮, એ આઠ કર્મનો જુદો જુદો સ્વભાવ છે. હવે સ્થિતિબંધ તે આઠ કર્મની જેટલી સ્થિતિ છે તેટલી બાંધે. જ્ઞાનવરણીય, દર્શનાવરણીય, વેદનીય, અંતરાય એ ચાર

કર્મની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત્તની ઉત્કૃષ્ટિ ત્રીશ કોડાકોડ સાગરોપમની, મોહનીય કર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની ઉત્કૃષ્ટિ સીત્તેર કોડાકોડ સાગરોપમની છે. આયુષ્ય કર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ તેત્રીસ સાગરોપમની છે. નામ ને ગોત્ર કર્મની સ્થિતિ જઘન્ય આઠ મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ વીશ કોડાકોડ સાગરોપમની છે. એ સ્થિતિબંધ જાણવો. અનુભાગ બંધ તે રસ, તીવ્ર મંદ રસાદિકર્મનો તે સુખ દુઃખ વિગેરે પ્રગટપણે ભોગવવું અથવા અનુભવવું. પ્રદેશબંધ તે કર્મ પુદ્ગળના દળ તે આત્મા સંઘાતે પ્રદેશે બંધાણા છે, તે ભોગવીને આત્માના પ્રદેશથી દૂર થાય તે. એ ચાર બંધનો સ્વરૂપ મોદકના દૃષ્ટાંતે કહે છે. જેમ કોઈ મોદક ઘણા પ્રકારના દ્રવ્યને સંજોગે નીપનો, વાયુ, પીત્ત, કફને જેણે સ્વરૂપે કરી હણે તેને સ્વભાવ કહીએ ૧, તે જ મોદક પક્ષ, માસ, બેમાસ સુધી તે જ સ્વરૂપે રહે તે સ્થિતિબંધ ૨, તે જ મોદક તીખો, કડવો, કસાયલો, ખાટો, મીઠો હોય તેને રસ કહીએ ૩, તે જ મોદક અલ્પ દળનો નીપનો તે નાનો હોય ઘણા દળનો નીપનો એટલે મોટો હોય તેને પ્રદેશ બંધ કહીએ ૪, એણી રીત કર્મનો બંધ જાણવો. ઇતિ બંધ તત્ત્વ સમાપ્ત ॥ ૮ ॥

હવે મોક્ષ તત્ત્વ કહે છે. મોક્ષ તત્ત્વના પંદર ભેદે સિદ્ધ થાય તે કહે છે—તીર્થસિદ્ધા ૧, અતીર્થસિદ્ધા ૨, તીર્થંકરસિદ્ધા ૩, અતીર્થંકરસિદ્ધા ૪, સ્વલીંગસિદ્ધા ૫, અન્યલીંગસિદ્ધા ૬, ગૃહસ્થલીંગસિદ્ધા ૭, સ્ત્રીલીંગસિદ્ધા

૮, પુરૂષલીંગસિદ્ધા ૯, નપુંસકલીંગ સિદ્ધા ૧૦, સ્વયં-બુદ્ધ સિદ્ધા ૧૧, પ્રત્યેકબુદ્ધ સિદ્ધા ૧૨, બુદ્ધબોહિ-સિદ્ધા ૧૩, એકસિદ્ધા ૧૪, અનેકસિદ્ધા ૧૫, એ પંદરે ભેદે સિદ્ધ થાય તથા ચાર પ્રકારે જીવ મોક્ષ જાય. જ્ઞાને કરી, દર્શને કરી, ચારિત્રે કરી, તપે કરી. હવે મોક્ષના નવદ્વાર કહે છે. સતપદ પરૂપણા તે મોક્ષગતિ પૂર્વ કાળે હતી, હમણા છે, આગમે કાળે હશે તે છતિ અસ્તિ છે. પણ આકાશના ફૂલનીપેરે નાસ્તિ નથી ૧, દ્રવ્ય પ્રમાણે તે સિદ્ધ અનંતા છે, અભવ્ય જીવથી અનંત ગુણા અધિક છે, વનસ્પતિ વર્જિને ત્રેવીશ દંડકથી સિદ્ધના જીવ અનંત ગુણા અધિક છે ૨, ક્ષેત્ર દ્વાર તે સિદ્ધશીલા પ્રમાણે, તે સિદ્ધ-શીલા પીસ્તાલીસ લાખ જોજનની લાંબી પહોળી છે. ત્રીગુણી ઝાઝેરી પરધી છે, ઉંચપણે ત્રણસેં તેવીસ ધનુષ્ય ને બત્રીશ આંગુળ પ્રમાણે છે, એટલા ક્ષેત્રમાં સિદ્ધ છે ૩, સ્પર્શ દ્વાર તે સિદ્ધ ક્ષેત્રથી કંઇક અદકી સિદ્ધની સ્પર્શના છે ૪, કાળ દ્વાર તે એક સિદ્ધ આશ્રિ સાદી, અનંત, સર્વ સિદ્ધ આશ્રિ અનાદિ અનંત ૫, અંતર દ્વાર તે સિદ્ધને ફરીને સંસારમાં અવતરવું નથી. ને એક સિદ્ધ ત્યાં અનંત ને અનંત સિદ્ધ ત્યાં એક સિદ્ધ છે. એટલે સિદ્ધ સિદ્ધમાં અંતર નથી ૬, ભાગદ્વાર તે સઘળા જીવને અનંતમે ભાગે સિદ્ધના જીવ છે, લોકને અસંખ્યાતમે ભાગે સિદ્ધના જીવ રહ્યા છે ૭. ભાવ દ્વાર તે સિદ્ધમાં ક્ષાયક ભાવ, કેવળ જ્ઞાન, કેવળ દર્શન, ક્ષાયક સમકિત, પરિણામિક ભાવ, તે સિદ્ધ-

પણું જાણવું ૮, અલ્પબહુત્વદ્વાર તે સર્વથી થોડા નપુંસકસિદ્ધ તેથી સ્ત્રીસિદ્ધ સંખ્યાતગુણા. તેથી પુરૂષસિદ્ધ સંખ્યાતગુણા. એક સમયે નપુંસકલીંગે દશ સિદ્ધ થાય. સ્ત્રીલીંગે વીશ થાય, પુરૂષલીંગે એકસો આઠ સિદ્ધ થાય ૯, એ નવ દ્વાર મોક્ષ તત્ત્વના કહ્યા. હવે ચૌદ બોલનો ધણી મોક્ષ જાય. ત્રસપણે ૧, બાદરપણે ૨, સંજ્ઞીપણે ૩, વજ્રઋષભનારાચ સંઘયણપણે ૪, શુક્લધ્યાનપણે ૫, મનુષ્યની ગતિ ૬, ક્ષાયક સમકિત ૭, જથાખ્યાત ચારિત્ર ૮, પંડિત વીર્ય ૯, કેવળજ્ઞાન ૧૦, કેવળદર્શન ૧૧, ભવ્ય સિધિક ૧૨, પરમ શુકલલેશી, ૧૩, ચર્મશરિરી ૧૪, એ ચૌદ બોલનો ધણી મોક્ષ જાય. જઘન્ય બે હાથની અવગાહનાવાળો સિદ્ધે, ઉત્કૃષ્ટિ પાંચસેં ધનુષ્યની અવગાહનાવાળો મોક્ષ જાય. જઘન્ય નવ વર્ષનો ઉત્કૃષ્ટો ક્રોડ પૂર્વના આઉખાવાળો કર્મભૂમિ હોય તે મોક્ષ જાય. મોક્ષ તે સર્વ કર્મ થકી આત્મા મુકાણો એટલે આત્મા અરૂપ ભાવને પામ્યો, કર્મથી ન્યારો થયો, પૂર્વ પ્રજોગે એક સમયે લોકાગ્રે પહોંચ્યો, ત્યાં અલોકને અડીને રહ્યો (અલોકમાં જાય નહિ કારણ કે ત્યાં ધર્માસ્તિકાય નથી, તેથી ત્યાં સ્થિર રહ્યો.) બીજા સમયથી અચળ ગતિને પામ્યો. ( અનંતકાળે પણ ત્યાંથી ચળવું નથી તેમ હાલવું ચાલવું પણ નથી ) અજર, અમર, અલક્ષ, અવિનાશી પદને પામ્યો, અનંત સુખની લહેરમાં સદાકાળ નિર્મગ્નપણે રહે છે તેને મોક્ષ તત્ત્વ કહીએ. ઈતિ મોક્ષ તત્ત્વ સમાપ્ત ॥૯॥ ॥ શ્રી નવ તત્ત્વ સંપૂર્ણ ॥

# ધર્મધ્યાનનો કાઉસ્સગ્ગ.

**સેકંત**—શું તે, **ધમેઝાણે**-ધર્મધ્યાન, **ચઉવીહે**-ચાર જાતના, **ચઉ પડીયારે**-ચાર ચાર પડ-ભેદ છે. **પનંતં** પરૂપ્યા, **તંજહા**-તે આ પ્રમાણે. **આણાવિજયે**-આજ્ઞાનો વિચાર કરવો. **આવાયવિજયે**-દુઃખનો વિચાર કરવો. **વિવાગ વિજયે**-સુખ ને દુઃખ શાથી ભોગવે છે તેનો વિચાર કરવો. **સંઠાણ વિજયે**-લોકના આકારનો વિચાર કરવો. **ધમ્મ સણું ઝાણસ**-ધર્મધ્યાનના. **ચત્તારી લખણા**-ચાર લક્ષણ. **પન્નતા તંજહા**—આ પ્રમાણે કહ્યા. **આણારૂઇ**—ધર્મ આજ્ઞાની રૂચિ. **નિસગરૂઈ**—વીતરાગદેવે પરૂપ્યું તેના ઉપર શ્રદ્ધા આણવાની રૂચિ. **ઉવયેસરૂઇ**—ઉપદેશની રૂચિ. **સૂત્તરૂઇ**—સૂત્ર સિદ્ધાંતની રૂચિ. **ધમ્મસણઝાણસ**—ધર્મધ્યાનના. **ચત્તારી આલંબણા**—ચાર પ્રકારના આધાર. **પન્નંતા તંજહા**—તે આ પ્રમાણે કહ્યા. **વાયણા**—વાંચવું. **પુછણા**—પૂછવું. **પરિયટણા**—શીખેલું સાંભળવું. **ધમ્મકહા**—ધર્મકથા કરવી. **ધમ્મસણઝાણસ**—ધર્મ ધ્યાનના. **ચત્તારી અણુપેહા**-ચાર પ્રકારનો વિચાર. **પન્નંતા તંજહા**-તે આ પ્રમાણે કહ્યા. **એગચાણુપેહા**-એકલાપણાનો વિચાર, જીવ એકલો આવ્યો ને એકલો જશે તેનો વિચાર કરવો. **અણીચાણુપેહા**-અનિત્યપણાનો વિચાર કરવો, સંસાર અનિત્ય છે, કોઈ કોઈનું નથી, એવો વિચાર. **અસરણાણું**—અશરણ-

પણાનો વિચાર, સંસારમાં કોઇ કોઇને ત્રાણ શરણ નથી એવો વિચાર કરવો. **સંસારાણુપેહા**—સંસાર વિષે વિચાર, સંસાર કેવો અસ્થિર છે તે વિષે વિચાર કરવો તે.

એ ધર્મધ્યાનનો સૂત્ર પાઠ અર્થ સાથે કહ્યો, હવે તેના ચાર ભેદનો વિસ્તાર કહે છે.

ધર્મ ધ્યાનના પહેલા ચાર ભેદ—૧. આણાવિજયે, ૨. આવાયવિજયે, ૩. વિવાગવિજયે, ૪. સંઠાણવિજયે.

પહેલો ભેદ—આણાવિજયે કહેતાં વીતરાગદેવની આજ્ઞાનો વિચાર ચિંતવવો તે. વીતરાગદેવની આજ્ઞા એવી છે કે, સમકિત સહિત શ્રાવકના બાર વ્રત અને અગીયાર પડિમા તથા સાધુનાં પંચ મહાવ્રત ને બાર ભીખુની પડિમા, શુભ ધ્યાન, શુભ જોગ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, છકાય જીવની રક્ષાએ વીતરાગની આજ્ઞા આરાધવી, તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો. ચતુર્વિધ તીર્થના ગુણ કીતન કરવાં એ ધર્મ ધ્યાનનો પહેલો ભેદ કહ્યો.

બીજો ભેદ—આવાયવિજયે કહેતાં, જીવ સંસારનાં દુઃખ શાથી ભોગવે છે, તેનો વિચાર ચિંતવવો. તેનો વિચાર એ કે, મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ જોગ, અઢાર પાપસ્થાનક છકાય જીવની હિંસા. એથી જીવ દુઃખ પામે છે. એવું દુઃખનું કારણ જાણી, એવો આશ્રવ મારગ છાંડી, સંવર માર્ગ આદરવો, જેથી જીવ દુઃખ ન પામે. એ ધર્મ ધ્યાનનો બીજો ભેદ કહ્યો.

ત્રીજો ભેદ–વિપાગવિજયે કહેતાં જીવ જે સુખ દુઃખ ભોગવે છે તે શા થકી? તેનો વિચાર ચિંતવવો. તેનો વિચાર એ કે, જીવે જેવે રસે કરી પૂર્વે જેમાં શુભાશુભ જ્ઞાનાવરણી આદિ આઠ કર્મ ઉપાર્જ્યાં છે, તે શુભાશુભ કર્મના ઉદયથી જીવ તે પ્રમાણે સુખદુઃખ અનુભવે છે. તે અનુભવતાં થકાં કોઈ ઉપર રાગ દ્વેષ ન આણીએ. સમતાભાવ આણી, મન, વચન, કાયાના શુભ જોગ સહિત, જૈનધર્મને વિષે પ્રવર્તિએ, જેમ નિરાબાધ પરમ સુખને પામીએ. એ ધર્મ ધ્યાનનો ત્રીજો ભેદ કહ્યો.

ચોથો ભેદ–સંઠાણવિજયે કહેતાં ત્રણ લોકના આકારનું સ્વરૂપ સુપઈઠીકને આકારે છે. લોક જીવ અજીવે કરી સંપૂર્ણ ભર્યો છે. અસંખ્યાતા જોજનની કોડાકોડ તિર્છાલોક છે, ત્યાં અસંખ્યાતા દ્વીપ સમુદ્ર છે, તથા અસંખ્યાતા વાણ-વ્યંતરના નગર છે. તથા અસંખ્યાતા જ્યોતિષીનાં વિમાન છે, તથા અસંખ્યાતી રાજધાની છે. તેને મધ્યભાગે અઢી દ્વીપ છે તેમાં જઘન્ય તીર્થંકર વીશ ને ઉત્કૃષ્ટા એકસો સાઠ હોય તથા જઘન્ય બે ક્રોડ ને ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવળી હોય, તથા જઘન્ય બે હજાર ક્રોડ ને ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુ સાધ્વી હોય, તેને તીખુત્તો આયાહિણં, પયાહિણં, વંદામી નમંસામી, સકારેમી, સમાણેમી, કલ્લાણં, મંગલં, દેવયં, ચેઇયં, પજુવાસામિ તથા ત્રિછા લોકમાં અસં-ખ્યાતા શ્રાવક શ્રાવિકા છે, તેના ગુણગ્રામ કરવા. ત્રિછા

લોકથકી અસંખ્યાત ગુણો અધિક ઉર્ધ્વ લોક છે, ત્યાં બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન છે તથા તે ઉપર સિદ્ધશિલા છે, ત્યાં શ્રી સિદ્ધ ભગવંતજી નિરંજન નિરાકાર બિરાજે છે, તેને તીખુત્તોથી જાવ પજુવાસામી સુધી કહેવું. તે ઉર્ધ્વલોક થકી કાંઇક વિશેષ અધિક અધો-લોક છે, ત્યાં સાત નરકના ચોરાશી લાખ નરકાવાસ છે. સાત ક્રોડ બહોતેર લાખ ભવનપતિના ભવન છે. એવાં ત્રણ લોકનાં સર્વ સ્થાનક સમકિત કરણી વિના સર્વ જીવે, અનંતી વાર જન્મ મરણે કરી ફરસી મુકયાં છે. એમ જાણી સમકિત સહિત સૂત્ર અને ચારિત્ર ધર્મની આરાધના કરવી. જેમ અજર અમર નિરાબાદ પરમ સુખને પામીએ. એ ધર્મધ્યાનનો ચોથો ભેદ કહ્યો.

ઇતિ ધર્મધ્યાનનો કાઉસગ્ગ સમાપ્ત.

---

શ્લોક.

ગજ રથ તુરંગં, ગૌશતં ભૂમિ દાનં,<br>
કનક રૂચિપાત્રં, મેદની સાગરાતમ્;<br>
ઉભય કુલ વિશુદ્ધં, કોટિ કન્યા પ્રદાનં,<br>
ન ભવતિ ભવ તુલ્યં, જ્ઞાનદાનં સમાનમ્.

# શ્રી લઘુ સાધુ વંદના.

સાધુજીને વંદના નિત નિત કીજે, પ્રહ ઉગમતે સૂરરે પ્રાણી;
નીચ ગતિમાં તે નવિ જાવે, પામે રિદ્ધિ ભરપૂર રે પ્રાણી. સા૦
મોટાં તે પંચ મહાવ્રત પાળે, છકાયરા પ્રતિપાળ રે પ્રાણી;
ભ્રમર ભીક્ષા મુનિ સુઝતી લેવે, દોષ બેંતાલીસ ટાળ રે પ્રાણી. સા૦
રિદ્ધિ સંપદા મુનિ કારમી જાણી, દીધી સંસારને પૂંઠ રે પ્રાણી;
એરે પુરૂષારી બંદગી કરતાં, આઠે કરમ જાય તૂટ રે પ્રાણી. સા૦
એક એક મુનિવર રસના ત્યાગી, એકેકા જ્ઞાન ભંડાર રે પ્રાણી;
એક એક મુનિવર વૈયાવચ વૈરાગી, એના ગુણુનો નાવે પાર રે પ્રાણી.
ગુણ સત્તાવીસ કરીને દીપે, જીત્યા પરીસા બાવીસ રે પ્રાણી;
બાવન તો અનાચરણ ટાળે, તેને નમાવું મારૂં શીશ રે પ્રાણી. સા૦
જ્હાઝ સમાન એ સંત મુનિશ્વર, ભવ્ય જીવ બેસે આય રે પ્રાણી;
પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુગતી પોચાયરે પ્રાણી.સા૦
એ ચરણે પ્રાણી શાતા રે પાવે, પાવે તે શીલ વિલાસ રે પ્રાણી;
જન્મ જરા અને મરણ મીટાવે, નાવે ફરી ગર્ભવાસ રે પ્રાણી. સા૦
એક વચન એ સદ્ગુરૂ કેરો, જો બેસે દીલમાંય રે પ્રાણી;
નરક ગતિમાં તે નહિં જાવે, એમ કહે જીનરાય રે પ્રાણી. સા૦
પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી, સુણો સાધારો વ્યાખ્યાન રે પ્રાણી;
એ પુરૂષારી સેવા કરતાં, પાવે તે અમર વિમાન રે પ્રાણી. સા૦
સંવત અઢાર ને વર્ષ અડત્રીસે, બુસી તે ગામ ચોમાસ રે પ્રાણી;
મુનિ આસકરણજી એણી પેરે જંપે, હું તો ઉત્તમ સાધારો
દાસ રે પ્રાણી. સા૦

## ઉપદેશી લાવણી.

( રાગ—મુજ ઉપર મુજરી. )

ગુરૂ મુખથી સુણીએ, બોધ શોધની અરજી,
તે સાંભળવાનું જો હોય, સર્વની મરજી. ૧

મળ્યો મનુષ્યનો અવતાર, વાર શીદ કરવી;
સદ્‌ગુરૂની વાણી, હૃદય કમળમાં ધરવી. ૨

આ આર્ય ક્ષેત્ર કુળ, ધર્મ શિરોમણી પામી;
શુદ્ધ ધર્મ કામમાં, શીદ લગાડો ખામી. ૩

આ જાળ જગત્‌માં, પ્રમાદની પથરાણી;
તે નીકટ જાણુ પર, પડીયા પામર પ્રાણી. ૪

એ જાળ મહા વિકાળ, પાય નવ ધરવો;
ઘડી ભરનો નવ વિશ્વાસ, કદી પણ કરવો. ૫

નિત્ય મેલ ઉતારો, મમત ભરેલા મનનો;
નથી ઘડી ભરૂંસો, માણસ રણુ વિન તનનો. ૬

જેમ ઉદય થયો દિન નાથ, આથમી જાશે;
તેમ પંખી વિણુ દિન એક, પીંજરૂં થાશે. ૭

આ તજી અવસરને, આળસમાં અથડાશે;
તે ખરચી ખૂટે, ખોટ ખરેખર ખાશે. ૮

કદી પૂર્વ પુણ્યથી, સકળ સંપદા પાવે;
પણ સમય સમજજો, ગયો ફરી નહિં આવે. ૯

કરો ધર્મ તણો ઉદ્યોત, પરમ જન ધારી;
તે લાભ મેળવે જીન, કહે અપરંપારી. ૧૦

---

## સ્વાર્થી સંસાર વિષે.

(રાગ-કલ્યાણ.)

સર્વ બંધુઓ સુણો નમ્ર વિનંતિ, સુહિત ચાહી આપનું
વંદુ યથામતિ. ટેક.

સૂત્ર સાંભળો, કરો પડિકમણા, સામાયિક ધરી પ્રીત,
રાગદ્વેષ સૌ વ્યર્થ ગણીને, કરો ધર્મ ખચીત. સર્વ૦ ૧

દુષ્ટ વાંછના હિંસા તજવા, ધરો ધર્મનો પ્યાર;
નહિં તો ભવના ફેરા ફરવા, પડશે અપરંપાર. સર્વ૦ ૨

રાગદ્વેષ એ મૂળ ધર્મનું, ચૂકવે ધર્મનું ધ્યાન;
પાપ કરી સર્વ પ્રપંચ તજીને, ધર્મે રહો ગુલતાન. સર્વ૦ ૩

ધન દોલત ને માલ ખજાના, સાથે નહિં જનાર;
સગા સંબંધી સહુ ટળવળશે, અલ્પ વાર પરિવાર. સર્વ૦ ૪

કાળ આવીને કંઠજ ઝાલશે, ચેતોને આવાર;
કરજોડી કર્ત્તા વિનવે છે, સ્વારથનો સંસાર. સર્વ૦ ૫

---

### છપ્પો.

કરીને યજ્ઞ અનેક વ્રત વિધિ બહુ પાળે,
વળી આપે ગૌદાન હાડ હીમાલે ગાળે;
ગીત વેદના ગાય તીર્થં પણ બહુ ફરી આવે,
દધી દુધ ઘૃત ખાંડ વિપ્ર પીવે મન ભાવે;
એવા સુકૃત ક્રિયા ઘણા શું આપું જીભે ગણી,
કહે નરભેરામ એ સર્વથી જ્ઞાનદાન શિરોમણી.

## આત્મબોધ.



રે આત્મ ત્હારો વખત સારો, વેગે વીતી જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તું, પરતંત્રતા તેમ થાય છે;
નથી ભાર રહેવો એ ઘડી, એવી દશા તુજને થશે,
તેવા સમે પ્રભુ ભક્તિમાં, સદ્બુદ્ધિ શું તુજ આવશે? ૧.

કેવા કરૂં કાર્યો અને, કેવો બનું આ વિશ્વમાં,
કઇ રીતિથી વખણાઉં ને, કેમ યશ પામું સર્વમાં;
આવી અહોનિશ ધારણા, તુજ અંતરે લાગી રહી,
હા હા જવું પણ શીઘ્રથી તે, કેમ સમજ્યો તું નહિ! ૨.

વિલાસિનીના વિલસતા, વિલાસમાં બહુ હર્ષથી,
તાતા અને માતા વળી, ભોજન કરે અતિ તર્ષથી;
સમુદ્રપર્યંત આણને, વર્તાવી જેઓ રાજતા,
જોને સુતા ત્રણ હાથની, ભૂમિ વિષે હા હા થતા. ૩.

જાવું અને જોવું અને, રોવું અરે આ માહરૂં,
માતા અને પિતા વળી, પુત્રો વધુ ને સાસરૂં;
આવી સ્થિતિ સહુ લોકમાં, ચારે દિશે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુ પાદમાં, આ હૃદયને સોંપ્યું નહિ. ૪.

શિશુપણું રમત કરી, અજ્ઞાનમાં વિતાડીયું,
તારૂણ્ય તો તરૂણી તણા, પ્રવાહમાં હા ગાળીયું;

બુઢાપણું આવી રહ્યું, ચિંતા તણા ચોગાનમાં,
હા હા ગયું પુણ્ય પ્રાપ્ત ત્હારૂં, મનુષ્યપણું બેભાનમાં. ૫.

પાંડુ થયા સહુ કેશ સુંદર, ભ્રષ્ટ થઈ દંતાવળી,
ચક્ષુતણી ક્ષીણુતા બની, અન્યેંદ્રિયો પણ ગઇ ગળી;
સહુ હાડ કંપે અંગનારે, લાકડી લેવાઇ ગઇ,
તોયે અરે પ્રેમદા તણા, આનન વિષે દૃષ્ટિ રહી. ૬.

તું દે તજી છળકપટ સઘળા, મોહમાયાથી ભર્યા,
સહુ તાપ ટળશે તાહરા, જે પાપથી જીવે કર્યા;
આનંદ થશે બહુ અંતરે, ને સુખ લ્હેરા ઉઠશે,
સંપૂર્ણ ત્હારી સત્ત્વસીમા, હર્ષથી આવી જશે. ૭.

દુહા—આવે પ્રાણી એકલો, જાય એકલો આપ;
સાથે પુત્ર કલત્ર નહિ, સાથ પુણ્ય ને પાપ.
શત્રુ મિત્ર તુજ દેખતા, થયા લાખ જન રાખ;
એક દિન જીવડા આપણે, બળી થવું છે ખાખ.

ક્ષણ ક્ષણ આવરદા ઘટે, ઘટે દિવસ ને રાત;
કાલ તણું હમણાં કરો, કાલ તણી શી વાત.
કાદવ કીટ સમ માનવી, લેશ ન કરો અભિમાન;
હું તું આ સંસારમાં, બે દિનના મેમાન.
માટે નિર્મળ ભક્તિથી, ભજ પ્રભુનું નામ;
અવર કામ છોડી કરી, કર પરમારથ કામ.

# શ્રી ચોવીશ તીર્થંકરની સ્તુતિ.

## લાવણી.

ઋષભ અજીત જીનનાથ, સંભવ અભિનંદના;
સુમતિ પદમ સુપાર્શ્વ, ચંદા પ્રભુ વંદના. ૧
સુબુદ્ધિ શીતળ શ્રીઅંશ, કે વાસુપુજ્ય ધ્યાઇએ;
વિમળ અનંત ધર્મનાથ, શાંતિ ગુણ ગાઇએ. ૨
કુંથું અરંથ મલ્લીનાથ, મુનિસુવ્રત નિર્મળા;
નેમી અરિષ્ટ નેમીનાથ, પાર્શ્વ મહાવીર ભલા. ૩
એ ચોવીશીના નામ, કે નિત્ય પ્રત્યે ભજો;
હિંસા જુઠ અદત્ત, મૈથુન પરિગ્રહ તજો. ૪
એ ચોવીશીનાં નામ, કે નિત્ય પ્રત્યે ધ્યાઇએ;
જન્મ મરણ દુઃખ દુર, મુક્તિ પદ પાઇએ. ૫
વીશે વાંદુ વેરમાણ, અગીઆરે વાંદુ ગણધરા;
બેકર જોડી નામું શિશ, કે સાચા જીનેશ્વરા. ૬
કવીશ્વર કહે કરજોડ, સૂણો રે ભવી પ્રાણીયા;
કર્મ હરણ એ ઉપાય, કે જગમેં જાણીયા. ૭
સાચો તે શ્રી જૈન ધર્મ, વ્યસન વશમેં વશ્યો;
ચાલ્યો કુકર્મની ચાલ, ચોર્યાસીમાં ભટકીઓ. ૮
ભમ્યો અનંતો કાળ, કે ધર્મ વિના કુગતિમાં;
પ્રભુજી કરજો મુજપર મહેર, કે મેલજો મુગતીમાં. ૯

સમાપ્ત.

## શ્રી વિદ્યાલયમાં થતાં કામકાજની યાદી.

મુંબાઇ—'શ્રી જૈન સ્થાનકવાસી વિદ્યાલય' એ ખાતુ ચાલુ કર્યાને હાલ સાતમું વર્ષ ચાલે છે. તેમાં થતાં કામકાજનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે.

૧. આ ખાતાની એક કમીટી નીમવામાં આવી છે, અને આ ખાતાનો આવક–જાવકનો હીસાબ દર વર્ષે ઑડીટરો પાસે તપાસાવી, છપાવીને બહાર પાડવામાં આવે છે. ૨. દર માસની આઠમ–પાખી તીથિએ અને પર્યુષણમાં હમેશાં કસાઇવાડે કપાતા જીવોને છોડાવવામાં આવે છે. ૩. ધાર્મિક અભ્યાસ માટે ચોપડીઓની જરૂર હોય અને મંગાવે તો મોકલવામાં આવે છે. ૪. પોતાના વપરાશ માટે દરેક માણસને પુંજણિઓ અને કાજા થાળિઓ મફત આપવામાં આવે છે. ૫. અશકત માણસોને માટે દવા ઘેર પહોંચાડવાની અને કોઇ પણ જાતની મદદની ઇચ્છાવાળાને માટે બનતી ગોઠવણ કરવામાં આવે છે. ૬. વિદ્યાલયને મોકલવામાં આવતી દરેક રકમની છાપેલી પહોંચ આપવામાં આવે છે. ૭. બહાર ગામથી જીવદયા વગેરે ખાતે જે રકમ આવે છે, તે સ્વીકારી લઇ પહોંચ મોકલાય છે, અને તેની વિગત રીપૉર્ટ દ્વારા બહાર પાડવામાં આવે છે. ૮. આ ખાતા તરફથી દરવર્ષે પાંચ પરબી ટીપો છપાવવામાં આવે છે, અને જ્યાં મંગાવવામાં આવે ત્યાં મોકલવામાં આવે

છે. ૯. આ ખાતામાં ધર્મ ઉપગરણ રાખવામાં આવે છે તે અશક્ત માણસ સિવાય પાસેથી કીંમત લઈ આપવામ આવે છે. ૧૦ વિદ્યાલયનું મકાન ધર્મકરણીને માટે આખે દિવસ ખુલ્લું રાખવામાં આવે છે. ૧૧. આ ખાતામાંથ જ્ઞાનનો ઉદય થાય તેવાં પુસ્તકો છપાવવામાં આવે છે અને તે પડતર કીંમતે વેચવામાં આવે છે. ૧૨. આ ખાતાને મદદ આપનાર દાનવીર ગૃહસ્થોએ પોતાને ત્યાં આ ખાતાની ધર્માદા પેટી રાખી છે, તે આ ખાતાના વહીવટ કરના તરફથી ખોલવામાં આવે છે, અને નામવાર રકમ જમે કરી રીપોર્ટમાં બહાર પાડી, દરેકને છાપેલી પહોંચ મોકલી આપવામાં આવે છે.

આશા છે કે, દાનવીર ગૃહસ્થો આવા ઉત્તમ ખાતા તરફ પોતાનો ઉદાર હાથ લંબાવી આ ખાતાને પગભર કરવા ચૂકશે નહિ.

લી. સેવકો,

**શાહ ત્રીભોવનદાસ ગુલાબચંદ** (જામનગરવાળા

**ગાંધી રતનચંદ પાનાચંદ** ( ચોરડીવાળા ).

ઑનરરી સેક્રેટરી.

---